ઉદેપૂરના મહારાણા

# राजसिंहना नाटकनां गायनो.

"મોરબી આર્ય સુબોધ" નાટક મંડળીને માટે.

બનાવનાર.

## વાઘજી આશારામ—ઓઝા.

મોરબીના રહીશ ગ્રંથકર્ત્તા.

(આવૃત્તિ ૪થી.)



अमदाबाद.

ઘીને કાંટે યુનિયન પ્રીન્ટીંગ પ્રેસ.

સંવત ૧૮૪૬—સને ૧૮૯૦.

કીંમત

४२४५

ઉદેપૂરના મહારાણા

# राजसिंहना नाटकनां गायनो.

"મોરબી આર્ય સુબોધ" નાટક મંડળીને માટે.

બનાવનાર


વાઘજી આશારામ—ઓઝા.

મોરબીના રહીશ ગ્રંથકર્તા.


(આવૃત્તિ ૪ થી.)




अमदावाद.

યુનિયન પ્રીન્ટીંગ પ્રેસ.

સંવત ૧૯૪૬—સને ૧૮૯૦.


કિંમત ૨ આના.

श्री जगदीश्वरो जयतु:

## उदेपूरना महाराणा

# राजसिंहना नाटकनां गायनो.

**વિમળા—** ( બાદલ બરશેછે એ રાહ. )

છે સાચો આ સંગાર, સતીને સોહેછે,
દેખી સદ્દગુણના અલંકાર, મનડું મોહેછે,
રૂડી શીયળની એણે સાડી, અંગપર ધારીછે.
ચોળી શરમતણી પરીધાન, પૂરણ પ્યારીછે.
પતિવ્રતાની રૂડી છાપ, અંબોડા માથેછે,
પતિ સેવા પુજા વ્રત પ્યાર, કંકણ હાથેછે.
પર ઘર બંધનના બંધ, ઝાંઝર પાયેછે,
પીયુ પ્રસન્નતામાં ધ્યાન, સતીનું સદાયેછે.
નથી નીરખતી અન્ય પુરૂષ, અંજન એનુંછે.
પતિ પ્રસંશા ગુણ વિસ્તાર, ગાયન તેનુંછે.

**રાત બાલમ—**( એ રાહ. )

હો પ્રાણપ્યારી સખી, ક્ષત્રી તનુજ વરવો.
ક્ષત્રી તનુજ વરવો મારે, વિર કંથ કરવો; હો.

રૂપ ગુણ શીળ વિદ્યાવંત, ચતુર નૃપ તન,
યોગ્ય જોડી મારી મળશે, તેને દિલ ધરવો; હો.
શીવ ભકત કાન્તીવંત, રાજપુત્ર કુલીન જે;
પવિત્ર દિલના પુરૂષ વગર, અન્ય પરહરવો; હો.

કાંન્તા—( આશી રીતેરે મદનમોહન ગોપાલ એ રાહ.)

સખીરી એવો નહીં જો મળે નાથ, ત્યારે કોને હાથ,
સોંપીસ મારી આલી, તે તું કહેની મુનેરે.
કાકા તમારા બીજે દેશે, શું તું ત્યારે કે'શે,
રેશે મુંઝાઇરી. સખીરી.
રાઠોડ કુંવરી દિલમેં આણે, જોબન વિકટ જાણે.
સ્વામિ સોહાવેરી, સખીરી.

વિમળા— ( હમકું છાંડચલે બન માધુ એ રાહ. )

જોરે થાશે મારા મનનુંરે ધાર્યું, તોરે સ્વામિ વરશું સજનીરે. જો.
મુને પુછીને મારા પિતાજી, દેશે શોધી વર સુંદરરે,
ક્ષત્રીરે વિરને ભક્તજ શીવનો, ધીર અને વિર નરવરરે. જો.
એવો પતી જો નહીં મલે મુજને, તો શીવ સેવા સદાયેરે,
કરવીછે શુદ્ધ રાખી કાયા હમારી, પણ બીજું એની નહીં થાયેરે જો.

( ગજલ. )

અરે કાંન્તા આશુરે, લાવીછે આમ;
કહાં ક્ષત્રી રાઠોડમાં, ભીલ નામ,

કહાં પિતું મારાજે, મારૂ પતી,
કહાં ભીલ ઠાકોર, શી આ ગતી.

**રતાંક—** ( ગજલ )

અરે વિમળબા ન, અજાયેબ થાઓ,
એના બોલ એવાજ, હોય જુથાઓ,
જેવું કુળ એનું છે, તેવા વિચાર,
એમાં દોષ એનો, નથીરે લગાર,
વિચારી જુઓ, ભીલ એનાછે તાત,
વળી ભીલડી એક, એનીછે માત,
ખરૂં અભિમાન, અને સાચી ટેક,
એવું કદી એમાં ન, હોયરે છેક,
નથી ક્ષત્રી દુધ, નથી બ્રહ્મ કૂળ,
નથી એ વણીક, વિચારી જો મૂળ,

**દાસીઓ—** રાગ કલ્યાણ.

વિમળા ન કરો વિચાર એહ, નીચમાં ન હોયબુદ્ધિ સારીરે. વિ.
ભીલની પુત્રી આછે પુરંધરી, જાવ એની ગુણોને વિચારીરે. વિ.
અમૃત ફળ ક્યાંથી આવશે એમાં, ખેતર જમીન મૂળ ખારીરે. વિ.

**વિમળા** ( કંગનવો મોરા કરસેં સરક ગયોરે એરાહ. )

કુબુદ્ધિ નીચ નીકળી તું, જા અહીંથીરે.
કાન્તા આને રાખીરે, એ ભવિષ કહુંછું ભાખીરે.
એ છે નીચ ગુણમની છોડી, એની બુદ્ધિછે બહુ થોડી,
એ ફસાવશે કોદી કાઢય તું, મેહેલ અહીંથીરે. કુ.

એવું તસ્દી મુને આપીરે, જ્વાળા દિલમાંહે વ્યાપીરે,
હવે ચાલ બગીચે જઇયે, વિશ્રાંતિ ત્યાંતો લઇએ,
તુજ પિતાને જઈને કહીયે, એને કાઢી નાંખોરે. ક.

કેસરબા— ગજલ.

જોધપૂર જાનાં એસી, ઇંતેજારીહે,
ખાવીંદ ધી રજા મુજેતો, દિલ કરારીહે,

આપકે જનાનેમેં હુવાહે, વર્ષ બાર,
એક વકત દો રજાહો, મુગલકે સરકાર,
કીસનગઢ બેહેન મેરી, મીલનેકી ઉમેદ,
કાગદ લીખકે વો બુલાતી, કરતી હું નીવેદ,

(પનીઆં ભરન મોએ ચરિત્ર બતાવે એ રાહ)

એક માસકી મુદત મુજે દો, માંબાપકે ઘરે જાઊં
મીલીકે જલદી દીલ્લી આઊં.
એક વકત જાનેકી મરજી, હુઈહે મુજે જરૂર,
રજા જો દેદો આપ હજુર. એક.
કીયે દીદારજ મેરી અંમાકા, વરસ હુવેહે બાર.
ઉસમે દિલ હુવાહે ઇંતેજાર. એક.
અરજ કરત હું ખાવીંદ આપકું, બોલો હોઉં તેયાર,
હોય દિલ તબહીં મુજે કરાર. એક.

કેમારદેવી— ( ગજલ. )

કહો કેશરબા છોરે, પુત્રી સુખી,
ગયાં દીલ્લી માને વિસારી મૂકી.
થયાં વર્ષ બાર ન લીધી સંભાળ,
આવ્યાં આજ સાચો જણાવીને પ્યાર.
કહો દિલ્લીશાહ, તણી કેવી પ્રીત,
કહો ત્યાંના દરબારની, કેવી રીત.
નથી એવું રાજ, બહુ જેવું પુર,
નમી તારા પિતાએ દીધી જરૂર.
નહીં ઓછું લગાડવું, બેની કાંઈ,
જેપુર આદી મોટાએ, જોડી સગાઈ.
અરે એક પુત્રી અને, બીજી ગાય,
જહાં દોરી આપે, તહાં તેતો જાય.
તમારો વિયોગ, કરે મુને કેર,
અરે પુત્રી ગઈ, જ્યારથી દિલ્લી શેહેર.

કેશરબા— (ગજલ.)

અહો અંમા તુમ ન, હોનાં દીલગીર,
મજેમેં સદા વહાંકી, રીતી અમીર.
બડા દીલ્લીશાહ જો મેરા હે ખાવીંદ,
સદા મેરે પ્યારે વો, મેરે આધીન.

સારા ભર્તખંડ હે, જીસકી સલ્તનત,
હુરમ હું મેં જીસકી, બડા જો તખત.

મેરા દિલ હે ઉસસે ન, જુદા જરા,
સદા પ્યાર મેરેમેં, ઉસકા ભરા.
માનુ માત તેરા સદા એહેશાન,
દિલ્લી શાહકું દીનીહે, જુગમેં નીશાન

કેશરબા— (ગજલ.)

આમાં મુજે મીલને, ગયે આઈ સબ,
મેરી બેહેન નાઈ વો, કયા હે સબબ.
લીખાથા તુમે, બહોત કરતીહું યાદ,
કયું વિમળા આઈ નહીંહે, ઉસસે ફીરયાદ.
બારા બર્ષપે મેં આઈ અપને ગામ,
કયું મીલનાં ભુલી યહ, બિમલા તેરા નામ.

વિમળા— ( રાગ કલ્યાણ ભોપાળી. )

ગિરજા પતિ આ, વિનતિ હમારી,—ટેક.
ચરણ કમલમાં મમ ચિત્ત લાગો, ધુર્જટી ત્રિપુરારી. ગિરી.
સાત્રી બાળાનો અંકુર મુજ હૃદયે, દ્રઢ કરો વિષધારી. ગિરી.

( સૈયાં તોરે પૈયાં લાગું બૈયાંનામરોર એ રાહ. )

ઉમા શીવજી કર જોડીને, કરેલું પ્રણામ.

જટા ગંગધારી ત્રીપુરારી, દુખહારી, શીવ
બાલ ચંદ્ર ધારી, ઉમા અર્ધંગ પ્યારી. ઉમા.
અંગ ભસ્મધારી, ધુરજટી સુખકારી,
ન્યારી, વિચીત્ર ગતી તમારી, નીલકંઠ,
મનોહારી, ગીરીજા પતિ નીવાસ,
કરત કૈલાસ વાસ, ક્ષત્રી વિર આપી કંથ,
પૂરો આશ મારી. ઉમા

( ક્ષત્રી કલંક કેમ લેશોરે એ રાહ )

તેંતો કીધો જઈ દીલ્લી વાસ,
રાઠોડ પુત્રી નથી રહીરે—ટેક,
તું વટલી તે તુરક અવાસ, રાઠોડ.
તું બાદશાહની થઇ છું બેગમ, રાઠોડ.
તુંને ક્ષત્રી નારીની નોય ગમ; રાઠોડ.
તું જમી છું તુરક તણું અન્ન, રાઠોડ,
તેથી નથી તારૂં ક્ષત્રી તણું તન; રાઠોડ.
તારૂં જુએ નહીં અહીં દરશન, રાઠોડ.
તુંને જોતાં ઝેર વરસે છે મન; રાઠોડ.
જ્યારે પિતા નમ્યા દિલ્લી પતિપાય, રાઠોડ.
તુંને હાજર કરીને દીધી ત્યાંય; રાઠોડ.

તારે મરવું હતું તેહ કાળ' રાઠોડ.
નોતી ચડાવવી તુરકની ગાળ; રાઠોડ.
તું કોલારાણીની થઇ જોડ, રાઠોડ.
શરા કરણને દીધી, જેણે ખોડ; રાઠોડ.
તુંને રાણક દેવડી, વિરમાત, રાઠોડ.
યાદ નાવી લજવીછે, તેં તો જાત; રાઠોડ.
તુંને આપી જે તુરક તણે સંગ, રાઠોડ.
તેથી બુદ્ધિ બગડી, તુજ અંગ; રાઠોડ.
તેં સંભારીન વિરમતિ નાર, રાઠોડ.
લાલખાંથી છુટી, જેહ હુશીયાર; રાઠોડ.
તુંતો ભણી તારા ગ્રંથનાં વખાણ, રાઠોડ.
ક્યાંથી જાણે હિંદુ શાસ્ત્રને પુરાણ; રાઠોડ.
તુંને ઊંચે મોઢે બોલેછે શું બેન, રાઠોડ.
તારે મુને નવ કેવાં ઘટે વેણ; રાઠોડ.
તેંતો મૂક્યું રજપૂત, અભિમાન, રાઠોડ.
ધીક ધીક અરે કર શું ગુમાન; રાઠોડ.
કદી થઇ બાદશાહની બેગમ, રાઠોડ.
ધીક તજી તેંતો કૂળની શરમ; રાઠોડ.
હવે રજેપુતાણીની ગઈ છાપ, રાઠોડ.
તુંને તરકડાનો છે, ઈલકાબ; રાઠોડ.

**કેસરબા—** ( રાહ ઉપરની. )

અરે વટલીછું હાલા તારી બેન
બેગમ બાદશાહની સાચી રે—ટેક.
પણ યાદ રાખજે તું તારાં વેણ, બેગમ.
તું વાદ વદી મારે સંગાથ, બેગમ.
તુંને સોંપાવુંજો, તુરકને હાથ, બેગમ.
તુંને કરૂં તેજ, મુગલની નાર, બેગમ.
તુંને કરૂં જો હું, ખરાબ ખુવાર: બેગમ.
કમજાત તુંને, કલમા પઢાવું. બેગમ.
તુંને પાણી ઈસલામીનાં, પીલાવું, બેગમ.
તારી તોડાવું જો ખરી ક્ષત્રી ટેક. બેગમ.
તારે માટે ગોતું, જોજે મીયાં એક, બેગમ.
આવી ચતુર મીયાંના પગ ચાંપ, બેગમ.
સદા કલમેં શરીફ, જપ જાપ, બેગમ.
તારાં કંકર પથ્થરનાં, પુજન, બેગમ.
વણુસાડી નિમાજમાં જોડ મન, બેગમ.
હવે અન્ન પાણી અહીંનું હરામ, બેગમ.
કરૂં દિલ્લી જઈ પે'લું એહ કામ, બેગમ.
શુંણ્યાં કાફર વચન મેં આકાળ, બેગમ.
રોમ રોમ પ્રગટીછે મુને ઝાળ, બેગમ.
કરી પ્રતિજ્ઞા જાઉં, દિલ્હી શેહેર, બેગમ.
તેં કુટુંબ માથે કીધો છે, કેર, બેગમ.

**દાસીઓ**—( જરા સુનો તો સહી. એ રાહ. )

રે બેનો વિચારો જરા, ( ૨ )
સંભારો આપનો સંબંધ હો વિચારો જરા—ટેક.
દાગ દીલમાં રાખો, પલટી જાય તોરે ધરા,
આ શું ધારી બેઠાં ધંધ, હો વિચારો જરા. સંભારો.
કેશરબા તમે છો, મોટાં ને સુજાણ ઘણાં,
વિમળા મૂકોને કુછંદ હો વિચારો જરા. સંભારો.

**વિમળા**— ( રૂહે બદન મેંહે તપા એ રાહ. )

ભલે ને કેશર ક્રોધ કરી, દિલ્લી ચાલી તો ગઇ,
તંત્ર જઇને તે ચલાવે, તેના ખાવીંદને કહી. ભલે.
કહીન કંથ બીજો હું, ક્ષત્રી વીના વરૂં નહીં,
ચાલ જઇએ માબાપ પાસ, એમ એથી ડરૂં નહીં ભલે.

( અરેરે ફુલ આશું આવ્યું રે—એ રાહ. )

એણે કહ્યું વિમળા આ શું રે સુજે, કંકર પથ્થર લઇને શું પુજે. એણે.
છોડી દે પુજન આરે પથ્થરનાં, નામ ખુદાનું દિલમાં એક બુઝે. એણે.
છોડ પ્રપંચ તું દિલ પાક રાખી, ધિક્કાર આતું ધ્યાન ધર્યુ છે. એણે.

**વિમળા**— ( નાહીં પરે મોયકું ચેન એ રાહ. )

એને કહ્યું મેં માતુરે, આ શું બોલે છે કેશર બોલ.
ક્ષત્રી અભિમાન ખોયું તેં તારૂં રે મારે મન તું તરણાતોલ રે. એને.
ધીક ધીક તારી બુદ્ધીજ બગડી રે, હવે આવીશ નહીં મારે મોલ રે. એને.

**કેમારદેવી—** **( રાગ ધન્યાશ્રી. )**

ભલે વિર વચન પુત્રી કીધાં તેં એવાં—ટેક.
ઉદર મારૂં તેં તો શોભાવ્યું, છોરૂં પ્રગટો તુજ જેવાં.
ક્ષત્રી અભિમાન મુકયું છે જેણે, ફિટકાર તેને તો દેવા. ભલે.

**વિમળા—**

( ભરથરી ભ્રાતા વિચારીને તમે કરો હું ઉપર કોપ એ રાહ. )
હું નહીં રે વરૂં ( ૨ ) ક્ષત્રી વીણ પુરૂષજ અન્ય,
એ નિશ્ચય છે માહરો, શિર છત્ર ધારજો મન.
કદી શત કટકા ( ૨ ) આ શરીર તણા પિતુ થાય,
પુત્રી તમારી પેખજો, કદી તુરક ઘેર નહીં જાય.
શીદ નીર ખુઓ ( ૨ ) ક્ષત્રીનું નિરમળ નામ,
એકને આપી છે તમે, બીજાનું શીદ લીઓ નામ.
કદી મેરૂઅચળ ( ૨ ) ભુમંડળ તજે નિજ ધામ,
સમુદ્ર મર્યાદા મૂકે, પણ હું નહીં કરૂં એ કામ.
ભોરીંગમણી ( ૨ ) સિંહ મુછ તણો જે વાળ,
સતીનો પાલવ પામતાં, કો કોણુ ન પામે કાળ.
વાઘેલા કરણ ( ૨ ) મેવાડ તણો જે પ્રતાપ.
સંકટ બહુબહુ તે સહ્યાં, પણ નમ્યા ન મુગલને આપ.

**જશવંતસિંહ—** **( લાવણી. )**

અજાએબ હોઇ પ્રીયામે, કેસે બાત કરે દિલસેં. અજાએબ.
વિરમતિ વિમળા વદે, કેસેં વિર વચન,

અંકુર ઉસકા દેખકે, વારૂં તન મન ધન. અજાએબ.
સ્થાનો લાયક શૂર નર, શોધે રાજ કુમાર,
શીવ પુજન કરતી સુતા, જોડે જીસસે પ્યાર. અજાએબ.
દિલ્હીશાહસે દુશ્મની, અબ હોગી અણુમીલ,
મગર પ્યારી પુત્રીનકું, નહીં દુભાનાં દીલ. અજાએબ.

**કેમારદેવી—** (લાજ તું રખલે ભવાની એ રાહ.)

વિમલા વદે કેવી વાણી, પુત્રી મારી એછે શાણી;
નાથ નૃપ સારાને દેશું, આશીષ પ્રીય પુત્રીની લેશું.
રૂપ ગુણ બુદ્ધિ બળ જેનું, ક્ષત્રી તેજ ભરપૂર,
ડરે નહીં દિલ્હીના શાહથી, શોધો એવો શૂર.
સબળ નૃપ ગુણતણી ખાણી, વિમળા વદે કેવી વાણી,
ધર્મધ્યાનમાં રેછે પુત્રી, પુજે પાર્વતી શીવ.
એને યોગ્ય પતિ ગુણવંતો, શોધો નાથ સદૈવ,
વરાવો અંતર વહાલ આણી, વિમલા વદે કેવી વાણી.

**જશવંતસિંહ— ( મેને કયા જુલમ** એ રાહ.)

વિલંબ એમાં કરવો નહીં, પ્રીયા મારી પ્રીયા મારી—ટેક.
શોધીને સધ પ્રસન્ન કરો, પુત્રી પ્યારી. ( ૨ ) વિલંબ.
નહીં તો કુશળ પ્રીયાનાં થશે, છે વૈર ભારી. ( ૨ ) વિલંબ.
કેશરબા ગયાછે દિલ્લી વિશે, બુરૂં ધારી. ( ૨ ) વિલંબ.

**વિમળા—** **સીંહાનો કનરો.**

આમ પિતુ મારા શીદને વિચારો,
મૃત્યુ વિશેષ મુંને, નથી ધારો આમ. ટેક.
વચન કટુ શુણી, કરીછે પ્રતિગના,
બોલ ન મિથ્યા, થાશે હમારો. મૃત્યુ.
યોગ્ય ક્ષત્રી વિર, મળશે તો વરશું,
નહીંતો આ દેહ, નથી પિતુ પ્યારો. મૃત્યુ.

**જશવંતસિંહ—(મોરી બીના સુનોરે સગરી સખીયાં એ રા** ૯

પ્રીયા મોરી કેસેં સમજાઊં, બિમલા. ટેક.
કેસો અંકુર બતાતી, હેમ્બ દુહીતાકી છાતી. પ્રીયા કેસે.
ક્ષત્રીકુલ ટેક વો શુદ્ધરે પીછાને,
દિલ અભિમાન, સચ્ચે જીગરસે આને,
મન નહીં માને, એેસી પુત્રીકું દુભાને. પ્રીયા કેસે.

**કેશરબા—** **( ગજલ. )**

જલતીહે ખાવીંદ, મેરે દિલમેં યહ ચીરાક,
મેં તુમારી બેગમ ઉપર, જા બની નાપાક;
તુરક ઘરમેં મેં બસી, મેરા કીયાહે તરસ્કાર,
મેરી બેહેન બિમલા ઉંને, દીયા મુજે ધિક્કાર;
મેને કસમ ખાયા ઉધર, તુજે દિલ્લી બુલાઊં,
સચ્ચી બેગમ પાદશાહકી જે, મ્લેછ પાની પાઊં;
અરજ મેરી યહહે ખાવીંદ, ઉસ્કુ અહીં બુલાઓ.
આપ ઉસ્કી સાથ નીકા પઢકે અહીં બીઠાઓ.

**જયા તથા }**
**વિજયા— }** ( મારૂ ગરબાની રાહ. )

ધામધુમ લાગી રહી શી આજ, ઓચીંતી આ ગામમાંરે બેન,
મુજને પડેછે નીશ્ચે વહેમ, લગનના કામમાંરે બેન,
વિજયા આ શો વરતે કેર, આપણાં બાઈપરેરે બેન,
વણ પૂછે જશવંત મહારાજ, કામ કેવું કરેરે બેન,
ભણેલી ભત્રીજીની ભાળ, કાકો કેવી લીએરે બેન,
શાણી પુજેછે ઉમીયા શીવ, તુરકને તે દીએરે બેન,
વિમળબા સુણશે જો એ વાત, અન્નજલ નહીં લીએરે બેન,
જયા આ થાએ વિપરીત વાત, કોણ એને કોએરે, બેન,
આવ્યો આવ્યો દિલ્લીથી જાસુસ, ગયોછે નક્કી કરીરે બેન,
વિમળબાને નથી બીજી ઓથ, કાકાની બુદ્ધિ ફરીરે બેન,
રૂપાળીબાને દુખનું મૂળ, દઈને રડાવશેરે બેન.
તેતો તજશે પ્યારા પ્રાણ, પણ દિલ્લી નહીં જશેરે બેન.

**વિમળા—** ( ક્ષત્રી કલંક કેમ લેશેરે એ રાહ.)

કદી શરીરના કટકા થાય, વિના ક્ષત્રી હું નહીં વરૂં રે ટેક.
કદી અગનીમાં દેહ જલીજાય. વિના ક્ષત્રી,
કદી ઉગે જો પશ્ચીમ શૂર, વિના ક્ષત્રી,
કદી ચાલે અવળાંજ, નદીપૂર, વિના ક્ષત્રી,
કદી વિદ્વાન કરે નીચ કામ, વિના ક્ષત્રી,
કદી કાયર જો જીતે સંગ્રામ, વિના ક્ષત્રી,
કદી સમુદ્ર મૂકે મર્યાદ, વિનાક્ષત્રી,
કદી ધર્મ શાસ્ત્ર નવ દીયે દાદ, વિના ક્ષત્રી.

**વિમળા—** ( રાગ વણઝારાનો. )

આ પત્ર વાંચજો પ્યારા, તમે ખબરજ લેજો મારા,
લખીતંગ વિમળા દાસી, છું તવ દરશનની પ્યાસી;
છું રાઠોડની પુત્રી પ્યારા, તમે ખબરજ લેજો મારા. આ.
મુગલોથી કાગળ આવ્યો, મુજ પીતાને એણે ડરાવ્યો,
તેથી વિચાર કરે ન્હારા, તમે ખબરજ લેજો મારા. આ.
જેમ રૂક્ષ્મણીએ પણ લીધું, તેમ મેં પણ અહીંયાં કાધું,
હે કાન્ત કૃષ્ણ છો પ્યારા, તમે ખબરજ લેજો મારા. આ.
મુગલોએ સૌને પાળ્યા, છો એક અટંકી રાણા,
થયા ક્ષત્રી સરવ બિચારા, તમે ખબરજ લેજો મારા. આ.
શૂરવિર પિતા વણ બેઠી, કાકા ઓથે દુઃખ વેઠી,
જશવંત નથી જશ વાળા, તમે ખબરજ લેજો મારા. આ.

( રાગ સોરઠ. )

હે મેવાડના મૂછાળા રાણારે, શૂરવિર ગણું છું શાણા. ટેક.
પાત્ર તમે છો પ્રતાપ રાણાના, એક અટંકી ગણાણારે. શૂર.
નહીં આવોતો તૃપ થશો ક્યારા, પ્રાણ મુજ તમથી બંધાણારે. શૂર.
વસંત પંચમી જોરે વીતીતો, નામ તણાં ખોશો નાંણારે.
રાજસિંહનો ભક્તજ હું છું, શિયાળ નર લોભાણારે. શૂર.

**( શીખરણી. )**

ખરીધાછે સૌને, મુગલ મહિપાલે રજપુતો,
દીધાં સૌના મૂલો, કર શિર ધર્યાછે સરવકો.
તમોને હે રાણા, ખરિદ કરવાને મથી મર્યો,

તથાપિ તે હાર્યો, મુલ દઇ હજી તે નથી શક્યો.

રાજસિંહ— ( ક્ષત્રી કલંકનો રાહ. )

અરે આવાં માંક્યાં, ક્ષત્રી બચ્ચે કાંમ,
ક્ષત્રીમાં શું રે, આવી ખુટયું રે. ટેક.
ધીક્ક ધીક્ક નીતિ કરોછો હરાંમ, ક્ષત્રી.
ધીક તુરકનાં જઈ જમો અન્ન. ક્ષત્રી.
ધીક બેટી દઈ રહોછો પ્રસન્ન, ક્ષત્રી.
અરે કહાં ગઇ તમ સમશેર, ક્ષત્રી.
ધીક તુરકો કરેછે માથે કેર, ક્ષત્રી.
જ્યારે વિધાતા આપેછે ચિરબાળ, ક્ષત્રી.
તેવી પુત્રીઓને પડાવોછો ફાળ, ક્ષત્રી.
સુણો પૂર્વજોનાં તમે પરાક્રમ, ક્ષત્રી.
મહાભારતમાં થયા જે રતન, ક્ષત્રી.
સાચો હોઉજો, લવકુલ અંશ, ક્ષત્રી.
કાઢું જવનનો જઇ નીરવંશ, ક્ષત્રી.
રાજબારોટ શું નથી તમ પાસ, ક્ષત્રી.
નથી સાંભલતા તેથી ઇતિહાસ, ક્ષત્રી.
વરે તુરકને જોએ વનીતાય, ક્ષત્રી.
તોતો ધાર્યો નથી હુંતો ક્ષત્રીમાય, ક્ષત્રી.

વિરમતિ—

નહિ નહિ તનુ મારો, મુલ્યથી જેહ બીધો,
નહિ નહિ તનુ મારો, માય પાંછોજ દીધો.

નહિ નહિ તનુ મારો, બીક થી બોલ ભાખ્યો
નહિ નહિ તનુ મારો શત્રુનો દ્વેષ સાંખ્યો,
તનય નકિજ મારો, પાય પાછો ન દેશે.
તનય નકિજ મારો, યુદ્ધમાં અગ્ર રેશે,
તનય નકિજ મારો, પ્રાણ આશા ન આણે,
તનય નકિજ મારો, વેરીઓ ઘા વખાણે,

( ઉદય ઉદય ઉદય—એ રાહ. )

શુણ હમારા તન, જે ભરતનાં રતન,
માતાઓ શોભાવી જેણે, રહી રણે મગન,
ભીષ્મ હમારા તન, અરજુન કુન્તી તન,
પૃથુરાજ કરણ ઝુઝી, રણ થયા પતન. શુણ.
વનરાજ તન, અને રામચંદ્ર તન.
થઈ ગયા પ્રતાપ આગળ નવનમ્યા યવન. શુણ.
ઇંદ્રજીત તથા તેવા દ્રોણાચાર્ય તન,
યુદ્ધ વિશે સોંપ્યાં શીશ, ખાઈ કૈરવ અન્ન. શુણ.

રાજસિંહ— ( અરેરે કૃત્ય આશું આચર્યુંરે એ રાહ. )

સંદેશો ક્ષત્રી સુતાએ, કહાવ્યો,
વિચારતો વાત તેથી ન આવ્યો, સંદેશો.
જોધપુરથી પત્ર લખ્યોછે,
વીપ્ર સગાથે વેગે પઠાવ્યો, સંદેશો.
એના કાકાએ ડરી મુગલથી,
દિલ્હી થકી શાહ વરવા બોલાવ્યો, સંદેશો.

શુદ્ધ વનિતા ને વિર માતા,
અંકુરથી મુને એણે તેડાવ્યો. સંદેશો.
નહીં આવોતો હત્યા થશે લખેછે,
આપની આજ્ઞા શી છે કહાવો. સંદેશો.
વસંત પંચમી થી વેલા આવો,
લગન તણો તહાં દિવસ ઠરાવ્યો. સંદેશો.

( જલદી લે એ રાહ. )

કેમ કરૂં એમાં વિલંબ, પડું ક્ષત્રીના ધર્મથી,
પડું ક્ષત્રીના ધર્મથી કે, રાણાના કૂળ કર્મથી. કેમ.
પત્ર લખ્યો પ્રેમદાએ, જાણી ક્ષત્રી તન સહી,
તે જો સાચો ના કરૂં તો, નીર વિર થઈ મહી. કેમ.
ઇક્ષિવાકુ કૂળની કીર્તિ, ઝગમગેછે શુદ્ધ રહી,
તેને કલંક કેમ હું લાવું, તનુજ તેમનો હું થઇ. કેમ

રાજસિંહ—ક્ષત્રી કલંક કેમ લેશેરે—એ રાહ.

અરે એવું લખ્યું જ્યારે એહ બાળ,
વિલંબ માતુ કેમ કરૂંરે.
ચડી જાઉંછું હું તહાં તતકાળ, વિલંબ.
આતો આવ્યો મુને ઉત્તમ પ્રસંગ, વિલંબ.
રાખું જઈ રણ વિશે હું તો રંગ. વિલંબ
કેમ વણસાડું ક્ષત્રીનું રતન, વિલંબ.
ન પોચું તો કરે દેહનું પતન. વિલંબ.
ત્યારે હત્યા લાગે માતુ રાણાકૂળ, વિલંબ.

કિર્તિ પૂર્વજોની મળી જાય ધુળ. વિલંબ.
આહીં પોચે મુજ સમશેર હેક, વિલંબ.
સાચું સેવ્યું ત્યારે તમારૂં મેં પેટ. વિલંબ.

તંતો ઘટગાં ઘર—એ રાહ.

વિમળા નવ કરશો ઉચાટ કે, વેલા આવશુ રે. ટેક.
પત્ર તમારો પહોંચ્યો પ્રીતે, લખ્યો તમે ક્ષત્રીની રીતે,
બીરદ હમારૂં ખોઈ કુળ નહીં લજાવશું રે. વિમળા.
પ્રા:પ્રધાનને સાથે લઈને, સધ અમે અશ્વારૂઢ થઈને,
વસંત પંચમી વેળા નહીં વિતાડશુ રે. વીમળા.
જરાએ ચીંતા કરશો નહીં મન, મેવાડ ગાદી હજી સજીવન,
શાશીદીયાના સોગન નહીં, વણુસાડશુ રે. વિમળા.

**વિમળા—** **( લાવણી દક્ષિણી—રાહ. )**

કાન્તા કેમ થશે નાથ હજુ એ નાવ્યારે,
પડતી કાળ, જો નીહાળ, અલ્પકાળ, મુગલ જાળમાં,
નકી ફસાયારે. કાન્તા.
ક્ષત્રી ગણી લખ્યો, પત્ર પ્રીતથી મેં રે,
શુભશે કરણ દેશે શરણ, ધર્માચરણ, કષ્ટ હરણ,
પરાક્રમી ગવાયારે. કાન્તા.
ચો તરફ બળે દાહ અગ્નિ લાગ્યોરે,
વેરી માબાપ, દિલમાં તાપ, દુઃખ અમાપ,
પૂરવ પાપ, ભાવીએ ભમાવ્યારે. કાન્તા.

**કાન્તા—** ( રાહ ઉપરનો. )

ફિકર ના કરો, પ્રીય બેની મારીરે. ટેક.
આવે સુધીર, ક્ષત્રી વિર, રાખ ધીર, પેર ચીર,
સજ થઈને કર તૈયારીરે. ફીકર.
કિર્તિ નહીં તજે પણ પોતાનું હારીરે,
વાંચી પત્ર, આવે અત્ર, ક્ષત્રીછત્ર, તું કલત્ર,
નહીં મૂકે વિસારીરે. ફિકર.
પત્રીકા ગઈ વિનતી તેં કરી છેરે.
મારશે ઉર, એછે શૂર, જગ મશહુર, વાટ દૂર,
છે તું જો વિચારીરે. ફિકર.

**વિમળા—** ( મેવાડો. )

સહાય કરજો શંભુનાથ, નથી અબળાનો અવર ઉપાયરે. ટેક.
આરે વખત શીવ આકરો છે, સાચવજો સહુ પાણ,
નહીં તો મસ્તક કમલ અરપશું, ત્યારા નહીં કરીએ પ્રાણ. સહાય.
રાણા કુલના રાજસિંહના, અંતરમાં વસી આપ,
મોકલજો શીવ અમારી વારે, પ્રગટ્યો તનમાં તાપ. સહાય.

**કાંન્તા—** ( લાવણી. )

ભલે પધાર્યા આપ રાણાજી, વખત સાચવીને આવ્યા,
પાય નમું છું સખી વિમળ દેવીની, મારે મન ભાવ્યા.
ત્રીષા માફક રાહ જુએ છે, બાળી મેહેલમાંહે બેઠી,
અંગે કેશ વિખરાઇ પડ્યા છે, અલંકાર તજી દુઃખ વેઠી.
એક આંખમાં શ્રાવણ વરસે, અન્ય આંખમાં ભાદરવો,
તન મન એણે તમને અરપ્યું, નથી અવર નરને વરવો.

પ્રાણ ઘાત એ કરત પ્રેમદા, વસંત પંચમી જો વીતી,
સાચો સ્નેહ ગણીને આવ્યા, ક્ષત્રી ટેક નૃપની નીતી.
રૂપે રંભા ગુણવંતી છે, કોકીલ સ્વર તમ ગુણ ગાતી,
કમલ વદનીપર કરો કરૂણા, વિર મહીપ દિલમાં ચાહતી.
એક પવિત્રજ નામ આપનું, જપેછે તનથી મુજ બેની,
કૃપા કરીને તૂરત પધારો, ખબર લીયો નરવર તેની.

વિમલા ( હિન્ડીં )

ભોળાનાથ વેળા વિકટ મારે આવી,
સખી કાન્તા ખબર કાંઇએ ન લાવી.
પુષ્પહાર વસ્ત્ર સુંદર સરવ મારાં,
રાણા કંથ વિના ભીંજે આંસુ ધારા.
લટું કેશ તણી કંઠે પાસ બાંધી,
વખત જાય તેમ વધતી દીલ ઉપાધી.
પ્રતિજ્ઞા જો પૂરણ નહીં કરો શીવ મારી,
દેહુ પાડીશ તો તો હમણાં હું ત્રીપુરારી.

( મુજ ઉપર ગુજરી એ રાહ. )

ધન્ય વિર પુત્ર છે, ધન્ય જનુની તમારી,
આવી યોગ્ય વખતમાં ખબર લીધી છે હમારી.
અમે પત્ર લખ્યો તો ફૂળ, રાણાના જાણી,
તમો આવ્યા રાખ્યું, નિજ પરિયાનું પાણી.
ચહુ દિશા નીરખીપણ, નર કો નજરે નાવ્યા,
શુદ્ધ ક્ષત્રી પુત્ર એક તમે, મુજ મન ભાવ્યા.
હતી દિશા શુન્ય મારે, આ વખતે સ્વામિ,

હું મહા દરિયામાં હતી, નાવ તમ પામી.
આવ્યું છે મુગલદળ, એક તરફથી મોટું.
વળી બીજી તરફે માબાપે, ધાર્યું છે ખોટું.
છે હાથ તમારે, રાણા હમારી લાજ,
હવે ઉચિત હોય તેમ કરો વિચારી કાજ.

રાજસિંહ— (ગજલ.)

મારા ધર્મથી વિશેષ, મેં નથી કર્યું.
એમાં ન ઉપકાર માનો, શરમ પામું હું.
આવાં કામે પગલાં પુર્વે બહુ અમે ભર્યાં,
શિશોદીયાએ શિશ વાલાં, ત્યાં નથી કર્યાં.
શસ્ત્ર મારાં સજ જ્યાં લગી, ધડ ઉપર છે શિરા,
ત્યાં લગી તું ડર કદી ન, ક્રોધને ધરીશ,
ક્ષત્રીના અંકુર ખુનથી, નથી ખર્યા,
કાયર નરના બોલ કોઈ, કાને નથી ધર્યા.
ક્ષત્રી નીતી ક્ષત્રી ટેક, ક્ષત્રીનું અભિમાન,
નામ નિર સાચું ગણીએ, શરીરનું શું કામ.
અરે શું આવીઓ છે એહ, શાહ ઔરંગઝેબ,
હામ ધરી આવ્યો લેવા, ક્ષત્રીઓની એબ.
ધોયે મોઢું કાઢું તો હું રાણો રાજસિંહ,
રાજ હંસણી શું જાશે, તુરક હાથ દીન,
વરશે શું એ યવન નરને, ક્ષત્રી નારીઓ,
મર્દ શું ગયા રે નાશી, હામ હારીઓ.

વિમળા—

સુરજ કુળ શોભીત નર, વિર મહિપતી,
ઉદય પૂર ભાલતિલક, કિર્તિ જગ છતી. સુરજ.
ધન્ય છે જનુની સિંહ, મહિપ આપની,
છે પ્રભા પ્રકાશમાન, તેજ તાપની.
પ્રગટ મૂર્ત્તિ છો પ્રભુ, પિતુપ્રતાપની,
તાવ્યા, આવ્યા, ભાવ્યા, અસીધારી, દુખહારી,
ઉપકારી હે મહામતી. સુરજ.
નીર રાખ્યું નરવર નૃપ, છો પરાક્રમી,
પત્ર વાંચી શરણુવાત, સત્વરે ગમી,
ટેકવંત ક્ષત્રી દીને, રામા દીલ રમી;
રેકી, નેકી, લેખી, મમભરતા, દુખહરતા,
જયકરતા, હે દીવ્યાકૃતિ—સુરજ.
ત્રીપુંડધારી ક્ષત્રી તનુજ, પ્રેમ લાવીને,
શીવ ભકત સઘ અશ્વને દોડાવીને,
વસંતમોર હસ્ત ગ્રહ્યો, આપે આવીને,
નામી, સ્વામિ, પામી, વ્રતપાળી, જયશાળી, હદવાળી,
હે પ્યારા પતિ—સુરજ.

રાજસિંહ— હિન્ડી.

રાજપુત્રી તમે છો સકુમાર સ્યાણાં,
કુયમ દુભાવે તમ જીવાંને તનય રાણા.

સૂરજ કૂળની શોભા, તમેછો મુગ્ધ બાળા,
સ્વરૂપ સુંદર કોમળ, મધુર વાણી વાળા.
વિધીએ પરણી પ્રાણ પ્રીયા ક્યારે કેશું,
ક્યારે અધરામૃત, અમે તમારૂ લેશું,
પત્ર પહોંચ્યા પછી, વીરહ દુખડું મોટું,
રાજપુત્રી તમમાં, ચિત્ત અમારૂં ચોટ્યું.

**વિમળા**—

રાણાજી સચે સ્નેહ લીનીરે સંભાર—ટેક,
રાજપુત્ર આવકે સુકાઇ, તુંમે મેરી નેત્ર આંસુ ધાર. રાણાજી.
બદન નિહાલી પ્રેમ ઉછલત હે, પ્યારા ક્ષત્રીધર્મ પ્રતિપાળ રા૦

( ગોરી તેરા અંચલ ઉડ સંભારરી એ રાહ )

પીયા મોરા ધારન કરૂં શૃંગારરી, અલ્પકાલ ઠેરા પતી—ટેક.
અમીત હો તુંમ કરૂં મેં સેવા, પીયા ભોજન કીયે હે તૈયારરી. પ્રીયા.
પુષ્પ. બીબીધકે ગુંથીત સુંદર, પરિધાન કરે કંઠમે હારરી. પ્રીયા.
ક્ષત્રી રીતીવત આપ યહાં રાજા, મેરે મેહેલમેં કરો વિહારરી. પ્રીયા.

**રાજસિંહ**— (કનરો.)

ગ્રહણ કરૂં આપો સ્નેહ નિર્મળથી,
પ્રસન્ન થાઉં, આરે હસ્ત કમલથી—ટેક.
તમે છો નવોઢાકે, અભિસારીકા,
પ્રાપ્ત થયાં પુરવ પુન્ય ફળથી. પ્રસન્ન.
હસીત વદની, હે મૃગ નયની,
મુંને ડુબાવ્યો સુભાષીત જલથી. પ્રસન્ન.

ઓ— ( રાસડો. )

સખી ઉદેપૂર સંચરે તું તો,
ઝાડીલો કંથ બાળરે, વિમળા અમોને નહીંરે વિસારશો.
? આપને મળે અમારીબા, તમો એના હૈયાતણા હારરે. વિમળા.
ાસુની સેવા કરજે સખી, નણંદ ભોજાઇથી રાખે સ્નેહરે. વિમળા.
સેવારે પૂરા પ્રેમથી કરી, માનીતીનું માન પામ દેહરે. વિમળા.
? રાણીઉં અનેક આપને, જોજો આને દેતા કદી છેહરે. વિમળા.

શાણી સખી તુંતો ઉદેપૂર, ચાલીરે,
પામી કોડેલો કંથ, વિમળા વહાલીરે.
સાસુ સેવા કરજે રૂડા રીતે રહીનેરે,
નણંદ ભોજાઇથી રાખજે સ્નેહ જઇનેરે,
રાણાજી તમોને મળેછે અલી મારીરે.
પ્રીત એશું પાળો ખાતરી છે તમારીરે;
અને ઓછું અદકું કાંઇએ નવ કેશોરે.
કમળ વદન એનું કરમાવા નહીં દેશોરે,
શીશોદીયા કૂળના છો નર શૂરવિરરે,
સમય સાચવી રાખ્યું છે નામ નીરરે,
બહુ રૂડી જોડી પ્રભુએ બનાવીરે;
એતો મન અમારડે બહુ ભાવીરે,
પુત્ર વતી થઇને પીયર એની આવેરે;

આશીશ એ દશએ એમે પુરે ભાવેરે.

(વાલાજી મહીનાને રાહ).

વિમળા—ચિત હું હવે મારૂં એક વિચારે ચડયું છેરે. પીયુમારા.
દળ દુશ્મનનું આવીને અહીં પડયું છેરે. પીયુમારા.
શીશી આપણ કરશું આહીંથી તૈયારીરે. પીયુમારા.
તે બતાવો મુજને રાણા કંથ વિચારીરે. પીયુમારા.
હું જાણું નાથજી છાનાં નીકળી જઇએરે. પીયુમારા.
શત્રુમાં જરાએ જાહેરજ નવ થઇએરે. પીયુમારા.
આ અંગ રૂપાળું આવ્યું મુજને વરવારે. પીયુમારા.
તે નહીં હઉં ઉંડા જોખમમાં ઉતરવારે. પીયુમારા.
કેમ આપું ઝુઝવા મુજ દિલના વિસામારે. પીયુમારા.
છો આપ એકને અનેક એ છે સામારે. પીયુમારા.

રાજસિંહ— (ક્ષત્રી કલંક કેમ લેશેરે એ રાહ )

રાણી એ તે શી કરો છો તમે વાત,
ડરો ન દિલ પ્રીયા મારીરે.
છુપાં જઇ લજવીએ કેમ જાત. ડરો.
છાની રોકી એને કહી ત્રણ વાર. ડરો.
પછી કરશું મુકામરે પસાર. ડરો.
મેવાડનો ગાદી પતિ જે કે'વાય. ડરો.
એતો જાહેર થયા વિના ન જાય, ડરો.

જો હું ગુપત જાઉં સજાવી દુ:ખ. ડરો.
મારી માતા મારૂં નવ જુએ મુખ. ડરો.
ભક્ષ લઈ ભાગી જાય, તે શીયાળ. ડરો.
પણ આ તો સિંહ, ક્ષત્રી તણો બાળ. ડરો.
બે પવન વેગી મારા તોખાર. ડરો.
ચાલો એહપર થઈ અસ્વાર. ડરો.
હવે ઉઠો ચાલો થઈ હુશીઆર. ડરો.
ખુશી થકી જઈયે, મેવાડ મોઝાર ડરો.

વિમળા— (રાસડો)

તમે પ્રાણાધાર છો પાસ, અમ શેનો લાગેરે. ટેક.
વદન નીહાળું વેગથી, હર્ષ તણો નહીં પાર,
ઉલટ્યા દિલમાં હતી, તેતો મળીયા હૈયાના હાર;
મારા સુભાગ્યારે. તમે પ્રા.
પ્રીય એ હાસ્તણા માહરી, ઉદેપૂર મોઝાર,
જઈને ત્યાં સેવા કરૂં, રાખી પતિવ્રતનો આચાર.
અંતર મારૂં માગેરે. તમે પ્રા.
સાતાને જેમ રઘુપતિ, પ્રહલાદને નરસિંહ;
એ રીતે રક્ષણ કર્યું, તમે મારૂં રાણા રાજસિંહ;
આવ્યા મારી આગેરે. તમે પ્રા.

---

વિમળા— કાલીંગડો.

બેન તમો ક્યાંથી આ જંગલમાં, દેખી દિલગીર થાઉં
મુજ મનમાં. બેન.

દુષ્ટ ભીલના ફાંસામાં દેખી, અરે મોટી બેન જે મારી જં-
ગલમાં. થઈ દુઃખીઆરી, અરે દૈવગતિ શી તારી, આગ
ઉઠી છે મારા તનમાં. બેન.
નાની બેન હું હાજર સેવામાં, બેન હું છું તમારી છોરૂં,
છે સગપણ આપણું ઓરૂં. નવ માનો કાણુ ગોરૂં; શંકા
લાવશો ન કાંઇએ મનમાં. બેન.

કેશરબા—

મેને બીના સમજ (૨) યહ ઉઠાયા બડા ફીસાદ,
મેં અપરાધી તેરી હું, કરનાં વિમલા યહ માફ. મેને
મેં બહોત સતાઇ (૨) તુજકું વિમલા દે દુખ.
નેકી નજર પડી તેરી, મેં બડી કરી હે ચુક. મેને.
તું સચ્ચે દિલસેં (૨) લગી ધરમકે ધ્યાન,
મુજ ભુલ ખોલાઇ પુરંધરી, ચુગલી કર બેમાન. મેને.
હે સચ્ચા નેક (૨) ખાવીંદ તેરા શુરવીર.
જીને રખી ઇજ્જત મેરી, અભી યહ જંગલકે બીચ. મેને.

## ભેરવી.

અબ ખાવીંદ ખફા દિલ છોડ દીયો. (૨)
અરજ મેરી દિલ આપ લીયો. અબ. ટેક
રાણા નરને બજાઈ નેકી, દાનું બાતમેં દેખી ટેકી,
કૈસા દાનો ક્ષત્રી ભલો. અબ.
પરી બદન ગુલ બહેન છોટી મેરી,
કરલો બેગમ ઉસકું તુમેરી, દિલ ખુશ હોકર.
દીલ્લી ચલો. અબ.

( ઉદય ઉદય એ રાહ. )

વિજય વિજય વિજય, સદા પામજો વિજય.
દંપતિ આ જેવાં વિશ્વે, પામજો વિજય.
મેવાડ ભૂમિનો વિજય, તેના વિરનો વિજય.
વિજય રાણા કુળનો જે, આપતા આશ્રય, વિજય.
શુદ્ધ સતીનો વિજય વિમળમતિનો વિજય.
શિર માટે ધર્મ સાચવ્યો, ધરી નિશ્ચય વિજય.
આવા ક્ષત્રીનો વિજય જે, ધીર વિર ક્ષમારૂપ.
કીર્તિ ઝગમગે છે જેની શુદ્ધ ને અનૂપ વિજય.
અમે માંગીએ ક્ષમા રે, સ્થાન પ્રત્યે તો જના.
ગ્રહસ્થો તસ્દી લેશો, અન્ય ખેલે આવતા. વિજય.

